# તાઅલીમુલ્અતફાલ.

## ( બચ્ચાઓની તાઅલીમ. )

## ભાગ ૧ લો.



આ કીતાબ મરહુમ શેઠ મેગજીભાઇ ચંગાણી મગ-
દીશાવાળાની વીધવા બાઇ સકીનાબાઈએ એ
મરહુમની રૂહના સવાબ માટે વકફ કરી
છે, જે વાંચે તે મરહુમ માટે ફાતેહા પડે.

પ્રગટ કરનાર
હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ.



અધીપતી રાહેનજાત અને નુરેઇમાન તફસીર
ઝાદુસ્સાલેહીન વી૦ ૧૦૯ કીતાબોના કર્તા.



મદ્રેસાના બચ્ચાઓ માટે સામટી મંગાવનારને અમારે ખરચે
મોકલીશું બે ચાર નકલ મંગાવનારે પોસ્ટેજ અરધો
આનો મોકલવો.

તા૦ ૧૫ શવ્વાલ સને ૧૩૨૫ હીજરી પ્રત ૧૦૦૦



ઇસનાઅશરી પ્રીન્ટીંગ પ્રેસ—અમદાવાદ, મોગલ સ્ટ્રીટ.

# જાહેર ખબર.

ખુદાની બેહદ તઅરીફ અને અહલેબયતે અ૦ ઉપર બે શુમાર સલવાત બાદ અરજ કે–દુન્યામાં આવી આખેરત કમાઈને જાય તેનેજ અકલમંદ અને પોતાનો ખયરખાહ સમજવો, તો આખેરતને કમાવાના સાધનો અહકામેદીનથી વાકેફ થવું, પયગમબરો ઇમામો અને આબીદો વીગેરેના અહવાલ જાણવા, નસીહતના કલામો અને પરહેજગારીની બીનાથી વાકેફ થવું વી૦ છે, તો એ બાબતોના ચોપાનીયા અને કીતાબો સોળ વરસ થયાં અમો પ્રગટ કરીએ છીએ જેનું મોટું લીસ્ટ છે. અરધો આનો મોકલીને મંગાવો.

તમામ બીરાદરો પંજેતનેપાક અ૦ને માનવાવાળા મોહીબ્બોને અરજ કરવાની રજા લેવામાં આવે છે કે આપ ઉત્તેજન નહીં આપો તો તેનો બોહળો ફેલાવો કેમ થશે ? અને ગરીબોને જે ઓછી કીમતે લાભ મળે છે તે ચાલું કેવી રીતે રહેશે ? માટે દરેક સાહેબે મકદુરે કીતાબો અને ચોપાન્યા વકફ કરવાં જોઇએ, તેથી અમારું કામ ચાલે, ગરીબોને ફાયદો પહોંચે તમોને સવાબે અઝીમ થાય.

# તાઅલીમુલ અતફાલ.

યાને

## બચ્ચાઓને તાલીમ.



## બિસમિલ્લાહિર રહેમાનિર રહીમ. અલહમ્દો લિલ્લાહે રબ્બીલ આલમીન, અલ્લાહુમ્મ સલ્લેઅલા મોહમ્મદ વઆલે મોહમ્મદ.

બીરાદરાને ઇમાનીની ખીદમતમાં અરજકે બચ્ચાઓને ઊસુલેદીન ફુરૂએદીન વી૦ એતેકાદ અને મસાએલ ટુંક ટુંક આસાનીથી જબાની યાદ કરવા માટે કોઇ કીતાબ ન હોવાથી એ બાબતો લખીને આનું નામ "તાઅલીમુલ અતફાલ" રાખ્યું, ખુદાએ કરીમ આનાથી આપણા બચ્ચાઓને ફેઝ પહોંચાડે અને આ નાચીજની મગફેરત થાય.

લ૦ હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ

અધીપતી રાહેનજાત અને નુરેઇમાન.

તા૦ ૧૭ મી માહે રમઝાન સન ૧૩૨૫



# તાઅલીમુલ અતફાલ.

## કલમો માયના સાથે.

સ૦ તમો કોણ છો?
જ૦ મુસલમાન!
સ૦ મુસલમાન શાથી થવાય!
જ૦ કલમો પડવાથી.
સ૦ કલમો કેવી રીતે પડાય?
જ૦ લાએલાહ ઇલ્લલ્લાહ મોહમ્મદુર રસુલુલ્લાહ, અલીય્યુન વલીયુલ્લાહ, વસીયો રસુલિલ્લાહ.
સ૦ કલમાના માયના કહો.
જ૦ "લાએલાહ ઇલ્લલ્લાહ" યાને બીજો કોઈ ખુદા નથી પણ ખુદા એકછે. મોહમ્મદુર રસુલુલ્લાહ યાને આપણા પૈગમબર હઝરત મોહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહો અલયહે વઆલેહી ખુદાના રસુલ છે. અલીય્યુન વલીયુલ્લાહ એટલે હઝરતે અલી અ૦ ખુદાના વલી છે. વસીય્યો રસુલિલ્લાહ યાને વસી પૈગમબરના બરહક છે.
સ૦ વલી એટલે શું?
જ૦ વલી એટલે ખુદા તરફથી ઊમ્મતના હાકીમ,
સ૦ વસી એટલે શું?

જ૦ વસી એટલે હઝરતે રસુલે ખુદાની બાદ આપની તરફથી દીનનું કામ ચલાવનાર, જેને ઇમામ કહીએ છીએ તે.

સ૦ પૈગમબરના વસી કેટલાં છે?

જ૦ બાર ઇમામ છે.

## બાર ઇમામના નામ મુબારક.

સ૦ બાર ઇમાનના નામ કહો.

જ૦ પહેલા ઇમામ હઝરતે અલી અ૦

બીજા ઇમામ હઝરતે હસન અલયહીસ્સલામ.

ત્રીજા ઇમામ હઝરતે હુસયન અલયહીસ્સલામ.

ચોથા ઇમામ હઝરતે ઝયનુલ આબેદીન અલયહીસ્સલામ.

પાંચમા ઇમામ હઝરતે મોહમ્મદ બાકર અલયહીસ્સલામ.

છઠ્ઠા ઇમામ હઝરતે જાઅફરે સાદીક અલયહીસ્સલામ.

સાતમા ઇમામ હઝરતે મુસા કાઝીમ અલયહીસ્સલામ.

આઠમા ઇમામ હઝરતે અલી રઝા અલયહીસ્સલામ.

નવમા ઇમામ હઝરતે મોહમ્મદ તકી અલયહીસ્સલામ.

દસમા ઇમામ હઝરતે અલીયુન નકી અલયહીસ્સલામ.

અગીયારમા ઇમામ હઝરતે હસન અસકરી અલય-હીસ્સલામ.

બારમા ઇમામ હઝરતે મોહમ્મદ મહેદી સાહેબુઝ્ઝમાન, અલયહીસ્સલામ.



## ઊસુલેદીન માઅના સહીત.



**સ૦** ફક્ત કલ્મો પડવાથી મુસલમાન થાય કે બીજી કાંઈ શરત છે?

**જ૦** કલમાની સાથે ઊસુલેદીન પણ જાણવા જોઈએ.

**સ૦** ઊસુલેદીન એટલે શું અને કેટલા છે?

**જ૦** ઊસુલેદીન એટલે દીનના મુળ અને તે પાંચ છે.

**સ૦** તે પાંચ કયા છે?

**જ૦** અવ્વલ તૌહીદ, બીજુ અદલ, ત્રીજુ નોબુવ્વત, ચોથુ ઈમામત, પાંચમું કયામત.

**સ૦** એ પાંચેના અર્થ કહો.

**જ૦** **અવ્વલ તૌહીદ** યાને ખુદા એક છે તેનો કોઈ શરીક નથી, તેને માબાપ બયડી છોકરા નથી, તેનુ કોઈ સગુ નથી. **બીજુ અદલ** યાને ખુદા ઈનસાફ કરનાર છે, ઝલીમ નથી, જે જેવું કરશે તેવું પામશે, જે તેના હુકમ બજાવી લાવશે તે જન્નત પામશે, જે તેના હુકમથી ફિરતો ચાલશે તેને જહન્નમમાં નાખશે **ત્રીજુ નોબુવ્વત** યાને આપણા પૈગમ્બર હજરતે મોહમ્મદ મુસતફા સલ્લલ્લાહો અલયહે વઆલેહી વસલ્લમ અને તેઓની પહેલા જેટલા પયગમ્બર થાયા તે સર્વે એક લાખ ચોવીસ હજાર પૈગમ્બર બરહક છે. **ચોથુ ઈમામત** યાને બાર ઈમામ બરહક

છે, તેરમો કોઇ ઇમામ નથી, બારમા ઇમામ હઝરત મોહમ્મદ મહેદી અલયહિસ્સલામ ખુદાના હુકમથી ગાએબ છે, જ્યારે ખુદાનો હુકમ થશે ત્યારે જહુર ફરમાવશે, અને તમામ દુન્યાને એકજ દીન શીઆહ ઇસ્નાઅશરી કરશે, **પાંચમું કયામત** યાને એક દીવસ તમામ ખલકતને ફના કરી પાછા સરવેને ખુદા જીવતા કરશે, અને સરવેનો હીસાબ લેશે, સુર્ય સવા નેજા ઉપર આવશે, જમીન ત્રાંબા જેવી લાલ થશે તે દીવસ પચાસ હજાર વરસનો એક દીવસ થશે તેને કયામત કહે છે.

**સ૦** આ પાંચે ચીજ જાણેતોજ મુસલમાન કહેવાય?

**જ૦** પાંચે ચીજ જાણે અને તેનો એતેકાદ રાખે તો તે મુસલમાન મોઅમીન શીઆહ ઇસ્નાઅશરી છે,

**સ૦** પાંચમાંથી એક બે ચીજનો ઇકરાર કરે તો?

**જ૦** તોહીદ, નબુવ્વત, અને કયામત એ ત્રણ ચીજનો ઇકરાર કરે તો મુસલમાન છે, અને એ ત્રણેમાંથી એકનો પણ ઇનકાર કરે તો કાફર છે. અને અદલ અને ઇમામતનો ઇન્કાર કરે તો તે કાફર નથી તેમ શીઆહ પણ નથી.

**સ૦** માઅસુમ કેટલા અને કોણ કોણ છે?

**જ૦** માઅસુમ ચઊદ છે, હઝરતે રસુલે ખુદા મોહમ્મદ મુસ્તફા તથા ફાતેમએ ઝહરા, અને બાર ઇમામ.

**સ૦** માઅસુમ એટલે શું?

જ૦ માઅસુમ એટલે ગુનાહોથી પાક, કોઇ પણ ગુનાહ કોઇ વખત પણ કર્યો ન હોય તે.

સ૦ પંજેતન એટલે શું ? અને તેઓ કોણ કોણ છે ?

જ૦ પંજેતન એટલે પાંચ જણ, અને તે હઝરતે રસુલે ખુદા મોહમ્મદ મુસ્તફા, જનાબે અલીયે મુરતુઝા, જનાબે ફાતેમએ ઝહરા, જનાબે ઇમામે હસન, જનાબે ઇમામે હુસેન એ પાંચ બુઝુરગવારો પંજેતન છે.

સ૦ પંજેતન આપસમાં શું સગા થાય છે ?

જ૦ હઝરતે રસુલે ખુદા મોહમ્મદે મુસ્તફા સ૦ની જનાબે ફાતેમા અ૦ દીકરી થાય છે, અને હઝરત અલી અ૦ રસુલે ખુદાના કાકાના દીકરા ભાઇ અને જમાઇ થાય છે, કેમકે જનાબે ફાતેમા અ૦ની શાદી ખુદાના હુકમથી હ૦ અલી અ૦ સાથે કરી આપી છે, અને ઇમામે હસન અને ઇમામે હુસેન તે હ૦ અલી અને જનાબે ફાતેમા અ૦ના દીકરા છે.



## ફુરૂએદીન માયના સહીત.



સ૦ ફુરૂએદીન એટલે શું ? અને તે કેટલી છે ?

જ૦ ફુરૂએદીન એટલે દીનની ડાળો, અને તે દસ છે.

સ૦ તે કઇ કઇ છે ?

જ૦ ૧- નમાઝ, ૨-રોઝા, ૩-હજ, ૪-ઝકાત, ૫-ખુમ્સ ૬-જહાદ, ૭-અમ્રબીલ મઅરૂફ, ૮-નેહીઅનીલ મુનકર, ૯-તવલ્લા, ૧૦-તબર્રા.

**સ૦** ફુરૂએદીનના માઇના બયાન કરો

**જ૦ અવ્વલ નમાઝ** એટલે હમેશા પાંચ વખતની નમાઝ અને બીજી બાર કીસમની નમાઝ તેના મવકા અને શરતો પ્રમાણે પડવી વાજીબ છે, છોકરાને પંદરમું વરસ પુરૂ થીએ અને છોકરીને નવમુ વરસ પુરૂ થીએ વાજીબ થાય છે. **૨—જુ રોઝા** એટલે માહે રમઝાનમાં આખા મહીનાના રોઝા રાખવા, પણ બીમાર હોય અથવા શરઇ મુસાફરીમાં હોય તો ન રાખે તે પછી રાખે. **૩—જી હજ** એટલે મક્કા શરીફ જવા આપવાનો તેમજ બાલબચ્ચાઓનો ખરચ હોય. અને જવાની શકતી વી૦ બીજી શરતો પુરી હોય તો હજ કરવા મકકે જવું વાજીબ છે. **૪ થી ઝકાત** એટલે એક વરસ સુધી એક જગ્યોએ ચાળીસ રૂપીઆ રોકડા રાખી મુકે તો તેમાંથી એક રૂપીઓ ઝકાત કાઢવી વાજીબ છે, તે હક શીઆહ ઇસ્નાઅશરી ગરીબ મુસ્તહકનો છે. **૫—મી ખુમ્સ** એટલે પોતાની કમાઇમાંથી ઘરનો તમામ ખરચ કરજ કાઢીને બાકી રહે તેમાંથી પાંચમો ભાગ ખુમ્સનો કાઢવો વાજીબ છે, તેમાંથી અરધો હક શીઆહ ઇસ્નાઅશરી ગરીબ સાદાત મુસ્તહકનો છે, અને અરધો હક ઇમામનો છે, પણ આ ઝમાનામાં જ્યાં સુધી ઇમામ ગાયબ છે ત્યાં સુધી ઇમામનો હક નાએબે ઇમામ હાકીમે શરાઅ શીઆહ ઇસ્નાઅસરી મુજતહેદે જામે ઊશ્શરાયતને આપે, કે તેઓ શરા પ્રમાણે વાપરે. **૬ ઠી જહાદ** એટલે જ્યારે ઇમામ જાહેર થાય અને કુફારો સાથે જહાદ કરવાનો હુકમ કરે ત્યારે જહાદ કરવી. **૭ મી અમ્રબીલ માઅરૂફ** એટલે ખુદાએ જે કામ કરવાનો હુકમ કરેલ હોય અને કોઇ બીરાદરે મોઅમીન તે કરતો ન હોય અને આપણને ઊમ્મેદ હોય કે કરશે તો તેને

કરવા કહેવું ૮ મી નેહીઅનીલ મુનકર એટલે જે કામ કરવાની મનાઇ કરી હોય અને કોઇ બીરાદરે મોઅમીન કરતો હોય અને ઊમેદ હોય કે તે નહીં કરે તો તેને મનાઇ કરવી. ૯ મી તવલ્લા એટલે ચઊદ માઅસુમ અ૦ તથા તેઓના દોસ્તો સાથે-મોહબ્બત રાખવી. ૧૦ મી બેઝારી એટલે ચઊદ માઅસુમ અ૦ના દુશમનોથી બેઝારી રાખવી.

**સ૦** હમેશા પાંચ વખતની નમાઝ શીવાય બીજી બાર કીસમની નમાઝ હમેશા પડવી વાજીબ છે?

**જ૦** નહીં તે તો તેને ટાંકણે વાજીબ થાય છે.

**સ૦** હજ કરવા માટે મક્કા અને મદીના બન્ને જગ્યો જવા આવવાનો ખરચ હોય તો વાજીબ થાય છે કે કેમ?

**જ૦** ફકત મક્કે જવા આવવાનો ખરચ હોય તો વાજીબ થાય છે

**સ૦** મક્કા શરીફ જવા આવવામાં કેટલા રૂપીઆ ખરચ થાય છે? અને કેટલા રૂપીઆ હોય તો વાજીબ થાય?

**જ૦** એનો દરેક શખસના હાલ ઉપર આધાર છે, કોઇ બસો રૂપીઆમાં જઈ આવે છે, કોઇને દસ હજાર પણ જુવે જેવી જેની સ્થીતી. અને એક વાત ધ્યાનમાં રહે કે ડક કલાસમાં જવાથી ઘણે ભાગે નજીસ થઇ જવાય છે અને નમાઝ પડાતી નથી માટે તેનો પહેલે ખાયાલ રાખવો, ડક કલાસમાં તહારત રહી ન શકે તો સેકંડમાં બેસે, સેકંડમાં તહારત ન રહે તો ફસમાં બેસે, અને એવા શખસને સેકંડ અથવા ફસનો ખરચ ન હોય ત્યાં સુધી વાજીબ નહીં થાય, તેમ જેઓએ નોકર ચાકર રાખી કામ કરાવેલ હોય તેઓ માટે જરૂર છે કે પકાવા વી૦ કામ માટે નોકર પણ સાથે હોય.

સ૦ સોના રૂપાના દાગીના ઘરમાં પડ્યા રહે છે તેના ઉપર જકાત છે કે નહીં ?

જ૦ સોના રૂપાના દાગીના તેમજ સોના રૂપાની લગડી વી૦ ઉપર જકાત વાજીબ નથી, શીક્કાવાળા નાણા ઉપર જકાત વાજીબ છે.

સ૦ જે મજુરીના પૈસા આવે. હોય અને ખાતા પીતા. વધારો રહેતો હોય તેના ઉપર ખુમસ વાજીબ છે કે નહીં ?

જ૦ હા તેના ઉપર પણ વાજીબ છે.

સ૦ આ ઝમાનામાં જહાદ કરવાનો હુકમ છે કે નહીં ?

જ૦ નહીં, બારમા ઇમામ જાહેર થશે ત્યારે આપના હુકમથી વાજીબ થશે.

સ૦ બારમા ઇમામ જાહેર થશે તે કેવી રીતે ખબર પડશે? કેમકે મેહદીનો દાવો કરનાર કેટલાંક થઇ ગયા અને વખતે થશે પણ.

જ૦ એવા ખોટા મહેદી થયા અને થાય તેથીજ ખુદાએ બારેમાં બારે નીશાની રાખી છે કે લોકો કોઇ ફરેબના ફરેબમાં આવે નહીં. જેમકે હ૦ મહેદી અ૦ જાહેર થશે તે વખતે જીબરઇલ અ૦ આવાજ કરીને સરવેને ખબર આપશે અને તે આવાજ તમામ દુન્યામાં સરવે જણ ઓરત મરદ નાના મોટા જાગતા સુતેલા સાંભળશે અને સમજશે અને સુર્ય આથમવાની જગ્યાથી ઉદય થશે. વી૦ વી૦



## નજીસ ચીજોનું બયાન.



સ૦ નજીસ ચીજો કેટલી અને કઇ કઇ છે ?

જ૦ નજીસ ચીજ દશ છે.

૧ લી પેશાબ. ૨ જી પેખાનો ૩ જી ખુન. ૪ મની. ૫ મઇયત, ૬ કુત્તો. ૭ સુવર ૮. કાફર મુશરીક ૯ શરાબ, ૧૦. ફુકાઅ નશાની ચીજો, જેમકે દરેક નશા વાળી ચીજ જે અસલમાં પાણી છે.

સ૦ પેશાબ અને પેખાનો કેનો નજીસ છે ?

જ૦ જે હયવાન હરામ ગોશ્ત હોય અને તેના કાપવાથી લોહીની ધાર ઉડતી હોય તેના એ ચીજો નજીસ છે, જેમકે ઇનસાન. બીલાડી, ઉંદર વી૦

સ૦ ખુન, મની અને મઇયત એ કયા કયા હયવાનની નજીસ છે ?

જ૦ જે હયવાનને કાપવાથી લોહીની ધાર ઉડતી હોય તેની એ ચીજો નજીસ છે, જો તે હલાલ ગોશ્ત હોય જો તે હરામ ગોશ્ત હોય, જેમકે સુવર બીલાડી વી૦

સ૦ ગાયનું છાણ મુરગીની ચરક પાક છે કે નજીસ.

જ૦ પાક છે કેમકે તે હરામ ગોશ્ત નથી

સ૦ ગાયનું લોહી મુરગીની મઇયત પાક છે કે નજીસ ?

જ૦ નજીસ છે, કેમકે તેઓને કાપવાથી લોહીની ધાર ઉડે છે.

સ૦ જું મચ્છર અને માકડનું લોહી મઇયત વી૦ પાક છે કે નહીં.

જ૦ પાક છે કેમકે તેઓને કાપવાથી લોહીની ધાર ઉડતી નથી.

**સ૦** દુનીઆમાં કેટલા હેવાન નજીસ છે ?

**જ૦** કુતરો અને સુઅર એ નજીસ છે બાકી તમામ હેવાન પાક છે. અને ઇન્સાનમાં કાફર અને મુશરીક નજીસ છે.

**સ૦** કાફર અને મુશરીક કોણ કહેવાય ?

**જ૦** ખુદાને એક જાણે પણ પયગમબરનો અથવા કયામતનો ઇનકાર કરે તે કાફર અને તમામ જહાનનો ખુદા છે તેને મુકી બીજા કોઇને ખુદા કહે જેમકે ઇનસાનને અથવા પથરા વી૦ ને ખુદા કહે તે મુશરીક છે.



## પાક કરવાવાળી ચીજો.

**સ૦** પાક કરવાની ચીજો કેટલી અને કઇ કઇ છે

**જ૦** વીસ છે

૧ લી પાણી ૨ જમીન ૩ સુર્ય. ૪ ઇસતેહાલા, ૫ ઇન્તેકાલ, ૬ ઇસલામ. ૭ હેવાનના અંગ ઉપરથી નજાસતનું નીકળી જવું ૮ ઝબહ કરેલા હેવાનના અંગમાંથી લોહી નીકળી જવું. ૯ નજીસ કપડથી ગુમાસતું દુર થવું, ૧૦ પેશાબ પછી ઇસતીબરો કરવો ૧૧ નજાસત ખાનાર હેવાનનો ઇસતીબરો કરવો. ૧૨ મુસલમાનનું અંગ વી૦ નજીસ થયા પછી તેનું ગેબ થવું ૧૩ તબઇય્યત, ૧૪ અંગુરના જોશ કરેલા પાણીનું ઓછું થવું. ૧૫ નજીસ થીંકડાને ખાલી કરવો. ૧૬ મય્યીતને ગુસલ આપવું. ૧૭ ઝવાલ, ૧૮ ઇન્કેલાબ, ૧૯ ઇસતીહાલા, ૨૦ ઝવાલે તગય્યુર.

જમના પાણી વી૦ થી પાક કરવું નહી ૧૦ મુ ખુદા રસુલના નામ વાળી વીટી પેહરી હોય તે હાથે પાક ન કરવું.

સ૦ શરમની જગ્યે કેઇ જુવે નહીં ત્યાં બેસવાનો હુકમછે, તો કોઇ બેસમજ બચ્ચું સામે હોય તો કાંઇ હરકત છે ?

જ૦ બે સમજ બચ્ચું પોતાની ઓરત અને બોંડી હોય તો હરકત નથી.

સ૦ પેશાબ અને પયખાનાની જગ્યોને કેવી રીતે પાક કરે?

જ૦ પેશાબની જગ્યોને બે વખતે ધોવે અને ત્રણ વખત ધોવે તો વધારે સારૂ છે. અને પયખાનાની જગ્યોને નજાસત નીકળી જવા પછી એહતીયાતન બે વખત ધોવે.

સ૦ કળશીઆમાં પાણી લઇને પયખાનાની જગ્યો ધોવે તો પાક થાય કે નહીં ?

જ૦ મોટા કળશીઓ હોય તેનાથી સારી પેઠે ધાર થાય અને નીચે મુજબ ધોવે તો પાક થય છે, એવી રીતે ધોવેકે બદનો લોટલી વી૦ નળી વાળા ચીજ લઇ ઉપરથી ધાર કરે અને નજાસત નીકળીને સાફ થાય ત્યાં સુધી ધોવે, પછી ધારને તોડીને ફરીને ધોવે, તે પછી વળી ધારને તોડીને ધોવે એટલે પાક થઇ જાય છે.

સ૦ જેઓ કળશીઆમાં પાણી લઇને ચાબકે ચાબકે પયખાનાની જગ્યોને ધોવે છે તેથી તે પાક થાય કે નહીં ?

જ૦ પાકતો શું થાય પણ ગારતો થાય, અને થોડી જગ્યો નજીસ હોય તેને બદલે ઝાઝી જગ્યોમાં લીપીને ગાર કરવા જેવું થઇ જાય અને આંગળીઓમાં ચારે તરફ નજાસતથી ભરાઇ જાય અને પાક

થાય નહીં.

સ૦ પયખાના પછી માટીથી હાથ ધોવાની જરૂરત છે કે નહીં?

જ૦ જ્યારે સારી રીતે સાફ અને પાક થઇ જાય પછી માટીથી કે માટી વીના ધોવાની જરૂર નથી.



## વઝુનું બયાન.



સ૦ વઝુ કેવી રીતે કરવું?

જ૦ હાથ મોઢું વી૦ પાક હોય તે પછી નીય્યત કરે કે વઝુ કરછું કુરબતન અલલ્લાહ પછી પહેલે મોઢું ધોવે માથાના વાળ ઉગવાની જગ્યેથી હુડી સુધી લંબાઇમાં અને અંગુઠા તથા વચલી આંગળીમાં સમાય તેટલું પોહળાઇમાં: માથાનો મસાહ કરે એટલે માથાના આગળના ભાગ ઉપર એજ ભીનો હાથ ફેરવે, તેપછી જમણા પગનો મસાહ કરે એટલે જમણા પગની આંગળીઓ ઉપર હાથની હથેળી રાખીને ઉપરના ઢેર સુધી ખેંચે પછી એજ મુજબ ડાબા હાથથી ડાબા પગનો મસાહ કરે.



## વઝુની શરતો.



સ૦ વઝુમાં કેટલી શરતો છે?

જ૦ સોળ શરતો છે

૧ લી નીય્યત ૨ જી તરતીબ, ૩ જી મવાલાત. ૪ થી ભીન્ન.

ની મદદ ન લવી; ૫ મી પાણી ખાલીસ હોય અને ગસબી ન હોય, ૬ ઠી પાણી નજીસ ન હોય, ૭ મી પાણી મુઝાફ નહોય, ૮ મી પાણી મુઝાફ ન હોય, ૯ મી પાણી મુશતબે નજીસ ન હોય. ૧૦ મી પાણી ગુસાલએ મસ્તીઆ નહોય, ૧૧ મી વઝુ કરવાથી બીમાર થવાનો બીક નહોય ૧૨ મી વઝુ કરવાની જગો ગસબી ન હોય, ૧૩ મી વઝુ કરવાની પહેલે વઝુના અવયવ નજીસ ન હોય, ૧૪ મી વઝુ કરવાનું ઠામ ગસબી તેમજ સોના અથવા રૂપાનું નહોય ૧૫ મી મોઢું હાથ ઊપરથી નીચે તરફ ધોવે, નીચેથી ઊપર ઊલટું ન ધોવે. ૧૬ મી વઝુના અવયવને પાણી અડવામાં ચીકાસ વી૦ આડે ન હોય.

સ૦ તરતીબ મવાલાત વી૦ ના અર્થ શું ?

જ૦ તરતીબ એટલે અનુક્રમે ધોવું અને મસાહ કરવા, જેમ કે પહેલે મોઢું ધોવે પછી જમણો હાથ પછી ડાબો હાથ, પછી માથાના મસહ કરે, પછી જમણા પગના પછી ડાબા પગના. મવાલાત એટલે એકની પછી એક તરત ધોવે એવી રીતે ઠેરી ઠેરીને ધોવે નહીં કે આગલો ભાગ સુકાઈ જાય બીજાની મદદ નલેવી એટલે બીજા પાસે વઝુ કરાવવું નહીં, પણ બીમાર હોય અને પોતાથી બની ન શકે તો બીજાની મદદ લીએ પાણી ખાલીસ હોય એટલે કોઈ બીજાનું પાણી ન હોય ચોખું પાણી હોય અને મુઝાફ નહોય એટલે ગુલાબ કેવડા વી૦ નું પાણી ન હોય, અને મુશતબે મુઝાફ ન હોય એટલે એક પાણી ખાલીસ હોય અને બીજુ પાણી મુઝાફ હોય તે બન્નેમાં શક પડે કે મુઝાફ કયું અને ખાલીસ કયું, તેમજ મુશતબે ગસબી તથા મુશતબે નજીસનું સમજવું, ગુસાલએ ઈસ્તીઆ ન

હોય એટલે પેશાબ અને પયખાનાની જગ્યા ધોએલુ પાણી નહોય.

સ૦ પેશાબ અથવા પયખાને જવા માટે જે લોટો લઇ જઈએ તે લોટો ધોવા વીના તેમા પાણી લઇ વઝુ થાય કે નહીં ? તેમજ તેમાં પાણી વધ્યુ હોય તેનાથી વઝુ થાય કે નહીં ?

જ૦ એ લોટો ધોવાની જરૂરત નથી તેમજ તેમાં વધેલા પાણીથી વઝુ ગુસલ થઇ શકે છે.

સ૦ પેશાબ અને પયખાનાની ધોવણનું પાણી ન હોય તે વધેલુ પાણી કે નહીં ?

જ૦ નહીં, એતો એ પાણી કે પેશાબ અને પયખાનો પાક થયા પછી એહતીયાતન ધોવે છે તે પાણી ઝીલી લીધેલુ ન હોય, એમ તો કોઇ કરે નહીં પણ એ પ્રમાણે મસઅલો છે. કેમકે શરામાં મસઅલા તમામ જાતના છે.

## વઝુને તોડવાવાળી ચીજો.

સ૦ વઝુ કેટલી ચીજથી તુટે છે ?

જ૦ દસ ચીજથી. ૧ લી પેશાબ નીકળી જવું, ૨ જી પયખાનાનું નીકળી જવું, ૩ જી ઊંઘી જવું, ૪ થી બેહોશ થઇ જવું ૫ મી હૈઝ આવવું, ૬ ઠી ઈસ્તેહાઝા આવવું, ૭ મી નીફાસ આવવું, ૮ મી મસેમઇયત, ૯ મી રતુબતે મુસ્તાએ બઔલ. ૧૦ મા હવાનું નીકળી જવું.

સ૦ હૈઝ વી૦ તે શું ?

જ૦ હૈઝ ઇઓઓને ખુન દર મહીને આવે છે તે અને ઇર.

હાજા હૈઝની મુદ્દતથી વધારે અથવા ઓછી મુદ્દત ખુન આવેતે, અને નીફાસ એટલે બચ્ચું જન્મ્યા પછી ખુન આવે છે તે ? મસેમઇયીત એટલે મઇયીતને ત્રણે ગુસલ આપવાની પહેલે તેના અંગને અડવું તે રતુબતે મુસ્રતએ બઐાલ ઇસ્તીબરા કરયો ન હૌય અને રતુબત નીકળે તે.

**સ૦** ખાવા પીવાથી અને હરવા ફરવાથી અને મોઢામાંથી લોહી નીકળવાથી અને ગોહણું દેખાવાથી વઝુ તુટે છે કે નહીં ?

**જ૦** નહીં, ફકત ઉપર બયાન થાએલી ચીજથી વઝુ તુટે છે.

**સ૦** વઝુ કર્યા પછી શક પડે કે વઝુ કર્યું કે નહીં તો શું કરવું.

**જ૦** જ્યાં સુધી વઝુ તુટવાનું યકીન થાય નહીં ત્યાં સુધી શકનો એતબાર નથી તેથી વઝુ તુટયું સમજે નહીં.



## ગુસલનું બયાન.



**સ૦** વાજીબ ગુસલ કેટલા છે ?

**જ૦** વાજીબ ગુસલ છ છે ? ૧ લું. જનાબતનું ૨ જું મસે મઇયીત, ૩ જું મઇયીતનુ ૪ થું હૈઝ, ૫ મું ઇસ્તેહાઝા ૬ ઠું નીફાસ.

**સ૦** એ સરવેનો ખુલાસો બયાન કરો.

**જ૦** જનાબત એટલે સોહબત કરવા વી૦ થી વાજીબ થાય છે તે. મસે મઇયીત એટલે મઇયીતને ત્રણે ગુસલ આપવાની પહેલે અડવાથી આપણા ઉપર વાજીબ થાય છે તે મઇયીત એટલે મોઅ-

બીન ગુજરી જાય તો તેને ત્રણ ગુસલ આપવા જોવે તે અને હેઝ વી૦ ત્રણે ગુસલ ખાસ ઓરતો માટેજ છે.

સ૦ ગુસલ કેવી રીતે કરવું ?

જ૦ ગુસલ, તયમમુમ કેવી રીતે કરવું, તેમજ નમાઝ કેવી રીતે પડવી તેમાં શું શું પડવી, મઇયોતની નમાઝ કેવી રીતે પડવી. નમાઝમાં પડવાના સુરા વી૦ ના માયના એ સરવે મખઝનુલ મસાએલમાં છે તે વાંચી વાકેફ થાઓ, આ નાની એવી કીતાબમાં ફક્ત યાદ કરવા માટે મસાએલની ટુંક ટુંક ગણત્રી લખી છે.



## તયમમુમનું બયાન.



સ૦ તયમમુમ એટલે શું.

જ૦ જ્યારે વઝુ અથવા ગુસલ કરવાથી બીમારી થતી કે વધતી હોય, તેમજ થંડુ કે ગરમ પાણી વાપરી શકતો ન હોય, અથવા વઝુ અથવા ગુસલ કરવા માટે પાણી મળતુ ન હોય, અથવા વખત તંગ હોય તે વખતે વઝુ તેમજ ગુસલને બદલે તયમમુમ કર કરે, એટલે જમીન ઉપર હાથ પછાડીને કપાળ અને બન્ને હાથના કાંડા ઉપરથી આંગળીઓના માથા સુધી તેની રીત મુજબ હાથ ફેરવે તો ને તયમમુમ થયું સમજવું.

સ૦ તયમમુમ કેટલી ચીજ ઉપર થઇ શકે છે ?

જ૦ છ ચીજ ઊપર, ૧ લી માટી, ૨ જી જમીન, ૩ જી

રેતી, ૪ થા પથ્થર, ૫ મી ગુબારવાળી ચીજ ૬ ઠી ગારો. અને એ સર્વેમાં કેટલીક એવી છે કે એક હોય તો બીજી ઉપર ન થાય.

## મુકદ્દેમાતે નમાઝનું બયાન.



**સ૦** મુકદ્દેમાતે નમાઝ એટલે શું ? અને તે કેટલાં છે ?

**જ૦** મુકદ્દેમાતે નમાઝ એટલે નમાઝ પડવાની પહેલે છ ચીજ હોવી જોઈએ.

૧ લી તહારત, ૨ જી એઝાલએ નજાસત. ૩ જી સતરે ઓર તેન ૪ થી વકત, ૫ વાં કીબલા, ૬ ઠી મુબાહ હોવું નમાઝના મકાનનું.

**સ૦** એના અર્થ શું.

**જ૦** **તહારત** એટલે વઝુ ગુસલ અને તયમમુમ, તો નમાઝ પડે તેને પેહલે એ ત્રણેમાંથી જેની જરૂરત અને મવકો હોય તે કરીને નમાઝ પડે, **એઝાલએ નજાસત** એટલે નમાઝ પડવાની પહેલે અંગ કપડા વી૦ પાક કરવા, **સતરે ઓર તેન** એટલે નમાઝપડતી વખતે મરદોએ શરમની જગ્યો વી૦ છુપાવવી, ઓરતોએ તમામ અંગ છુપાવવું, **વકત** એટલે જે નમાઝ પડવી તેનો વખત હોવો જોઈએ, **કીબલા** એટલે કીબલાની સામે ઉભા રહીને નમાઝ પડવી, **મુબાહ હોવું માકાનનું** એટલે જે મકાનમાં નમાઝ પડવી તે મકાન ગસબીન હોય, બીજા કોઇના મકાનમાં તેની રજા વીના નમાઝ પડવી નહીં.



## નમાઝનું બયાન.



**સ૦** નમાઝમાં કેટલી ચીજ વાજીબ છે અને તે કેમ પડાય?

**જ૦** એ સરવે બયાન **મખઝનુલ મસાએલ**માં ખુલાસાથી લખ્યું છે તે બાર આનામાં મળે છે, અને ટુંકમાં **નુરે હીદાયત** અને **નજાતુલએબાદ**માં લખ્યું છે તે મફત મળે છે.

**સ૦** ઊસુલેદીન ફુરૂએદીન વઝુ ગુસલ વી૦ બાબતો ટુંકી ટુંકી યાદ કરવા માટે લખવામાં આવે તેમજ નમાઝની તમામ બાબતો લખાયતો યાદ કરવા ઠીક પડે કે નહીં ?

**જ૦** બરાબર છે, જો નમાઝની વાજીબ અને જરૂરી બાબતો ટુંક ટુંકમાં લખાય તો યાદ કરવા સવલ પડે જેમકે નમાઝમાં એટલી ચીજ વાજીબ છે. નમાઝ એટલી ચીજથી ટુટે છે. નમાઝ માટે એટલી શરતો છે, નમાઝમાં એટલી ચીજ સુન્નત છે, નમાઝમા એટલીચીજ પડાી જોઇએ, નમાઝમાં શક કરે તો પાંચ કીસમના શકનો એતબાર નથી, આઠ કીસમના શકથી નમાઝ બાતીલ થાય છે, આઠ કીસમના શકથી નમાઝ બાતીલ થતી નથી પણ તેનો ઇલાજ કરવો જોઇએ, પાંચ બાબતથી સહવના સીજદા વાજીબ થાય છે, અઝાનમાં એટલી ચીજો કહેવી પડે છે. વી૦ વ૦ તો વી૦ **તાલીમુલઅલફાલ** નો બીજો ભાગ કરીને ફુરસતે એ ચીજો લખીશું.

**સ૦** તાલીમુલઅતફાલનો બીજો ભાગ કયારે તૈયાર કરશો ?

**જ૦** અરે સાહેબ ફુરસત મળતી નથી, કોઈ જોગવાઇએ જ્યાં ત્યાંથી વખત મેળવીને લખીશું જુવોની રાત દીવસના ૨૪ કલાક

૭ તેમાં ૭ કલાક સુવાના, ૩ કલાક ખાવા પીવા જાજરૂ પેશાબ વી૦ ના ૧ કલાક વઝુ નમાઝનો ૨ કલાક મજલીસ વી૦ ના ૧ કલાક મહેમાન આવે કોઇ મળવા આવે તો તેઓ સાથે વાતચીત કરવાના, ૧ કલાક કાગળો વાંચવાનો, ૨ કલાક કાગળોના ખાલસખ- વાના જવાબ તેમજ ખાનગી સવાલોના જવાબ લખવાના, ૧ કલાક સાંજના મગજને આરામ આપવા ફરવા જવાનો ૧ કલાક પરેસના નોકરોને સમજાવવા કામ સોંપવા તપાસવા વી૦ નો ૧ કલાક બીજી વખતના પ્રૂફ વાંચીને સુધારવાનો, હવે ફક્ત ૩ કલાક બાકી રહયા, તેમાં બન્ને ચોપાન્યાના તેમજ નવી કીતાબોના લખાણુ કરવા તે માંડ માંડ થઇ શકે છે, અને નુરેઇમાન વી૦ નું લખાણુ બીજા પાસે કરાવીએ તોપણુ તે પાછું સુધારવું તો જુવેજ, આતો ખુદાની મેહરબાની અને અહલેબૈત અ૦ નો સદકો અને ગેબી મદદ છેકે આટલી આટલી કીતાબો લખાય અને છપાય છે અને ચોપાન્યા ટાઇમસર નીકળે છે. આવી ટુંક ફુરસતમાં જ્યારે કોઇ નકામા આવી વાતો કરવે કે ફરવા ચાલવાનુ કહે ત્યારે સખત સદમો થાય છે, અને તેથીજ ઘણે ભાગે બાહેર ગામ શાદી વી૦ માં જવાતુ નથી અને બીરાદરો નારાજ થાય છે. મારી સમજ મુજબ હું ટાઇમનો પહેલા નંબરનો પા બંદ છું, મારા દીલમાં કેટલીક કીતાબો વી૦ બાહેર પાડવાનું છે તે મનમાંજ છે એ કીતાબો માટે શાંત મગજ થંડુ દીલ અને એકાંત જુવે તે એ બાબતો કયાથી લાવવી? જમાનાના રંગ ઢંગ તો તો જુવા છો, રાહત લેવા દેતો નથી, અને ઉત્તેજન આપનારાઓની ગણુત્રી તો આ ાર છે, બૈર વધારે શું અરજ કરીએ જેમચાલે તેમ ભલે. કાલે મરી જશું પરમ દીવસે કયામત થશે વસ્સલામ, લિ૦ હાજી નાજી,



# કીતાબો વીગેરેનું લીસ્ટ.



૧ અનવારૂલ બયાન ફી તફસીરિલ કુરઆન. મ્હોટી અમુલ્ય કીતાબ કુરઆને શરીફ અસલ અરબી કુરઆન તેની પાછળ તેજ ગુજરાતી અક્ષરોમાં આયતો તેની નીચે તરજુમો પછી તેની તફસીર અને મવકે મવકે તાવીલ અને અહલેબયતને અતહાર અ૦ના ફઝાએલ વી૦ મોટાં ૨૬૦૦ પેજ છે કે જે રોયલ ૮ પેજી ૫૨૦૦ પેજ થયાં તેના દસ દસ સીપારાના ત્રણ ભાગ કર્યા છે ૧ લા ભાગના રૂ ૧૨) તે પછીના દરેક ભાગના રૂ ૧૦ ) ત્રણે ભાગના રૂ ૩૦ આફ્રીકા વી. માટે પાંચ ભાગ કર્યા છે પોસ્ટેજના તથા બે પુંઠાના રૂ ૪) વધારે તથા હીંદુસ્તાનના પાંચ ભાગના રૂ ૩૧)

૨ અરબી તથા ગુજરાતી કુરઆને શરીફ ગુજરાતી તરજુમા સાથે. રૂ ૧૦ પોસ્ટેજ રૂ ૧) આફ્રીકા વી૦ રૂ ૨

૩ અમ્માનો સીપારો તરજુમા તફસીર સાથે. રૂ ૧॥ પોસ્ટેજ ૦ ≈ આફ્રીકાનું ०।=

૪ રાહેનજાત. માસીક ચોપાન્યુ હાલ સોળમું વરસ ચાલે છે, તે દર મહીનાની પેહલી તારીખે ૩૨ પેજમાં બાહેર પડે છે, તેની કીંમત વર્ષ ૧ ના રૂ ૨) આફ્રીકાના રૂ ૨॥ છે.

૫ રાહેનજાત ચોથી કીતાબના બાર ચોપાન્યા રૂ ૧॥)

૬ રાહેનજાતની ૯ મી કીતાબના બાર ચોપાન્યા રૂ ૧॥)

૭ નુરેઈમાન એ ચોપાન્યું બબે મહીનાનું ભેગુ દર બાજે

બીજે મહીને બતરીસ પેજમાં રેગ્યુલર ટાઇમ સાચવીને બાહેર પડે છે તેનું ૧૪ મું વરસ ચાલે છે, કીંમત વરસ એકની અગાઉથી પોસ્ટેજ સાથે રૂ ૧ા જંગબાર વી૦ના રૂ ૧ાા શાહેનશાતના મહેકો પાસેથી ચાર આના ઓછા.

૮ નુરેઇમાન ૯ મી કીતાબ રૂ ૧ા.

૯ નુરેઇમાન ૧૦ મી કીતાબ રૂ ૧ા.

૧૦ બહરૂલ મસાએબ. ૫૦ મજલીસાની કીતાબ ઊંચા કાગળ વાળીના રૂ ૨ાા હલકા કાગળ વાળીના રૂ ૨ પોસ્ટેજ રૂ ૦)॥ આફ્રીકાનો રૂ ૦ા=

૧૧ ઝાદુસ્સાલેહીન જેની અંદર બાર મહીનાના મુખતસર અઅમાલ, બારે મહીનામાં જાણવા જેવી બાબતો, અને જવશને કબીર તરજુમા સાથે, ઝીયારતે આશુરા નવરોઝના અઅમાલ વી૦ બાબતો કીંમત રૂ ૨ પોસ્ટેજ ૦)॥ આફ્રીકાનુ ૦ા=

૧૨ દુર્રેબેબહા ચઉદ માઅસુમ અ૦નો અહવાલ, કીંમત રૂ ૧ા= આફ્રીકાનો રૂ ૧ાા

૧૩ અહવાલુન્નીસા એ કીતાબમાં ઓરતો મરદોના હક, અને ઓરતોને લગતા વઝુ ગુસલના મસાએલ કીંમત રૂ ૧ા= આ- ફ્રીકા રૂ ૧ાા

૧૪ હકીકએ શીઆહ શીઆહ તથા સુન્નત જમાતની કીતાબોથી અહલેબૈતના અને ખાસ કરીને હ૦ અલી અ૦ના એવા એવા ફઝાએલ લખ્યા છે કે જે વાંચવાથી દીલ નુરાની થઇ જાય, અને હ૦ અલી અ૦ની ખીલાફત બની ઊમય્યહ બની અબ્બાસીયો માંના ખલીફાઓનો હાલ વિગેરે એવી બાબતો લખી છે કે આ

કીતાબ પહેલથી છેલ્લે સુધી વાંચે તો ઇસલામનું મુળ શીઆઇ કોણ, આ શું, અને હઝરતનાં વખતમાં તથા તેઓ પછી ઇસલામમાં શું શું થયું તે ટુંક ટુંક સર્વે બાબતોથી વાકીફ થઇ જાય, પોસ્ટેજ સુધાં રૂ ૧ા આફ્રીકાનો ૧ા=

**૧૫ તોહફતુ ઝુઆએરીન** ૯૦ ઇમામે હુસેન અ૦ ઝીયારતની ફઝીલતની હદીસો અને ઝીયારત કરવાના ફાયદા કરબલા કાઝેમૈન, સામરા નજફ, ખુરાસાન, કુફા મુસય્યબ અને મદીનએ મુનવ્વર એ સર્વે જગ્યોની અંદરના રૌઝા મુબારકના નકશા અને મક્કા અને કાબ઼ાનો નકશો, સર્વે જગોની મુસાફરીનો હાલ રસ્તાનું બયાન મુસાફરીનો સામાન, તે તરફનું ચલણ, મુંબાઇથી તે બસરા બગદાદ સુધી ની મુસાફરી કરનટીનનો હાલ. અને દરેક બાબતની સગવડ વી૦નો હાલ. કીંમત પોસ્ટેજ સુધાં ચઉદ આના, અને આફ્રીકાનો રૂ ૧)

**૧૬ મખઝનુલ મસાએલ** મસાએલનો ખજાનો ભરેલો છે કીંમત રૂ ૦ાાા કાચા પુંઠાવાળીના ૦ા= પોસ્ટેજ ૦)=આફ્રીકા રૂ. ૦

**ઝાદુલ આખેરત** ૧૦ મજલીસ કીંમત પોરટેજ સુધાં ૦ાા આના આફ્રીકા ૦ાાા

**૧૮ વઝીફા** બલા ઝાલીમોના ઝુલમ દુર થવા, માલ દોલત મળવા કરજ અદા થવા, હાજતો પુરી થવાની દોઆ નમાઝ અમલ ખુદાના ૨૫ ઇસમની ખાસીયત વી૦ પોસ્ટેજ સુધાં રૂ ૦ા=

**૧૯ મેઅરાજનામા** કીંમત બે આના પોસ્ટેજ અરધો આનો

**૨૦ નઝાતુદ દાયરન** માબાપના હક વોરો. કીંમત ચાર આના આફ્રીકા ૦ા૦ાા

**૨૧ બહરેગમ ભાગ ૧ લો. ૧૦ મરસીયાની** કીંમત પોસ્ટેજ સુધાં સાડાચાર આના મરજી પડે તે મંગાવે.

**૨૨ નહરેગમ** જેની અંદર દોરૂદ, તીજા, સલવાત, મનાકેબ ૧૦ સલામ, ૩૯ રૂબાઇ અને ૭૫ નવહા ઉમદા ઉમદા ચુંટીને લખવામાં આવ્યા છે. કીંમત ૦।૦॥ આફ્રીકા ૦।–

**૨૩ રવનકે માતમ** જેની અંદર ચુંટીને ૩૬ નવાહ છપાવ્યા છે કીંમત ત્રણ આના.

**૨૪ સદ હીકાયત એટલે સો વાર્તા** લ્યો ૧૦૦ વારતાની કીતાબ ફકત ત્રણ આનામાં પેસ્ટેજ ખરચો આનો આફ્રીકાનો એક આનો.

૨૫ **ઉમદા મોઅજીઝો** ૦)– પોસ્ટેજ જુવે તેટલા લીઓ ૦)॥

૨૬ **અમરની લડાઇ.** ૦)– જોઇએ તેટલી લીઓ પોસ્ટેજ ૦)૦॥

૨૭ **બીલોહર અને યુઝાસુફનો કીસ્સો.** કીંમત ચાર આના આફ્રીકા ૦।૦॥

૨૮ **નુરૂલ ઓયુન** જેની અંદર યાસીન, અરરહમાન, વી૦ સાત સુરા અરબી તથા પાછળ ગુજરાતી મોટા ટાઇપમાં અને ગુજરાતી તરજુમા સાથે છે, પોસ્ટેજ સુધાં ૦॥– આફ્રીકા રૂ ૦॥=

૨૯ **નેઅમત** એ કીતાબમાં ગોસ્ત ખાવાનો સવાલ તથા હીંદુ લોકો તેથી વીરૂધ છે તેનો અક્કલથી જવાબ શીકાર કરવાની શરતો તથા તેને લગતા મસાએલ વી૦ છે. કીમત બે આના પોસ્ટેજ માફ.

**૩૦ તાવીઝે અઅઝમ** જેની અંદર બલાથી બચવાના આફતોથી છેટે રહેવાના નકશા દોઆ, અને કુરઆનના સાત સુરા, છે કીંમત ૦)–॥ જુવે તેટલા લીઓ પોસ્ટેજ ૦)॥

**૩૧ ગુલઝારે કરબલા બીજો ભાગ.** અહલેબૈત કરબલાથી કુફા શામ અને મદીને પહોંચવાનો અને તે પછી મુખતાર તથા બીજા મોઅમીનોએ ઇમામે હુસેન અ૦ના ખુનનો બદલો લીધો અને જાલીમોને પકડીને ખુબ સજા કરી આ હાલ ઉરદુ બાબ્ધ અને ગુજ-

રાતી કરૂમાં છે, કીંમત રૂ. ૧॥ પોસ્ટેજ ०)= આફ્રીકાનું રૂ ०। શહેનજાતના ગ્રાહકનો રૂ ०॥ ઓછો.

**૩૨ હૈદરચરિત્ર તથા હૈદરવાણુ.** તેમાં હ० અલી અ० ની વીલાદતથી શહાદત સુધીનો કેટલોક અહવાલ ૨૩૫ નસીહતો છે કીંમત ०।– પોસ્ટેજ ०)॥ આફ્રીકા એક આનો, સોનેરી નામ વાળી પાકા પુઠાના ત્રણ આના વધારે

૩૩ ઝાડ ચન્દ માઅસુમ અ०ના નામનું ઝાડ ०)॥ ગમે તેટલાં લ્યો પોસ્ટેજ ०)॥

**૩૪ તાવીજ બાજુબંધનું** હઝરત અલી અ०નું બાજુબંધ અરબીમાં ઉરદુમાં ખાસીયત સાથે જે પાસે રાખવાથી ७० જાતની બલા દુર થાય છે કીંમત એકનો અરધો આનો અને ત્રણનો એક આનો પોસ્ટેજ જોઇએ તેટલા લીઓ અરધો આનો.

**૩૫ અમુલ્ય તાવીજ.** તમામ બીમારીઓથી બચવા જાદુ દુર થવા જીનપરીથી બચવા, નંબર ૧ ના રૂ ૫ નંબર ૨ના ૩ રૂ॥

**૩૬ ઈસ્લામી તારીખ્યું.** નવી શોધ એક પથ અને પાંચ હાજ, કીંમત પોસ્ટેજ સુધાં ०।

**૩૭ જંગે બીરૂલ અમલ.** કીમત ०= પોસ્ટેજ )॥०

**૩૮ તસીમ અનસારીનો રસીક કીસ્સો.** કીંમત ચારઆના.

**૩૯ તાલીમુન્નીસા ભાગ ૧–૨ જો.** ચાર આના પોસ્ટેજ અરધો આનો આફ્રીકા ०)–

**૪૦ તાલીમુન્નીસા ભાગ ૩–૪થો.** રૂ ०। પોસ્ટેજ ०)॥ આ०)–

**૪૧ તાલીમુન્નીસા ભાગ ૫–૬ઠો.** રૂ ०। પોસ્ટેજ ०)०॥આ०)–

**૪૨ ગૈબી ખજાનો** જેના અંદર હમેશાં સાતે વારના જુદા જુદા સાત નકશા અરબીમાં છપાવી તેની પાછળ ગુજરાતીમાં તે જોવાનો સવાબ ફાયદા વી० લખ્યા છે અઢી આના પોસ્ટેજ માફ.

**૪૩ આદાબે મુજામેઅત ખાસ ઇસલામી મરદો માટેજ.** પોસ્ટેજ સુધા અઢી આના.

